

# બ્રહ્મચર્ય

બ્રહ્મચર્યેણ તપસા, દેવા મૃત્યુપાઘ્નત ।
ઈંદ્રો હ બ્રહ્મચર્યેણ, દેવેભ્યઃ સ્વરાભરત્ ॥
(અથર્વવેદ)

(બ્રહ્મચર્ય રૂપી તપોબળથી દેવોએ મૃત્યુ ઉપર વિજય મેળવ્યો,
અને ઈંદ્રે બ્રહ્મચર્યના પ્રતાપે સુરલોકમાં ઉચ્ચાસન પ્રાપ્ત કર્યું)

---


સંયોજક અને પ્રકાશક

**મણિલાલ મોતીભાઇ.**

( મદનગોપાળની હવેલી—અમદાવાદ )



આર્ય સંવત્ ૧૯૭૨૯૪૯૦૩૧

દ્વિતિયાવૃત્તિ    વિક્રમાર્ક ૧૯૮૭    પ્રતિ ૨૦૦૦

---

કિંમત ૦-૧-૦

ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઇ ત્રિકમલાલે
છાપીઃ પાનકોરનાકા—અમદાવાદ.

# બ્રહ્મચારીનું હૃદય મંદિર

(૧) " બ્રહ્મચારી અસાધ્યમાં અસાધ્ય કાર્ય બ્રહ્મચર્યના બળ ઉપર આરંભ કરે છે અને અંતે તેમાં સફળતા મેળવે છે,"

(૨) " બ્રહ્મચર્યની શકિતથી તે-વીર્ય, શાન્તિ અને આત્મ-જ્ઞાન પ્રાપ્ત કરીને છેવટે બ્રહ્મપ્રાપ્તિ કરી શકે છે."

(૩) " બ્રહ્મચર્ય રૂપી અમોઘ શસ્ત્ર વડે દેશ, ધર્મ અને જાતિની સેવા તથા રક્ષા કરી શકે છે."

(૪) " અંતઃકરણને પવિત્ર તથા શાન્ત રાખવા માટે બ્રહ્મચર્ય જ પરમ ઔષધ છે."

(૫) " સદૈવ પ્રસન્ન તથા સુખી રહેવાનો માર્ગ બ્રહ્મચર્યના સેવનથી જડે છે."

(૬) " જીવનની સફળતા સુંદર સ્વાસ્થ્ય, હૃષ્ટપુષ્ટ શરીર, ઉદ્યમશીલતા અને કાર્યદક્ષતા બ્રહ્મચર્યરૂપી અમૃતથીજ પ્રાપ્ત થાય છે."

(૭) " સદુપદેશ, સદાચાર, આત્મશાસન, સ્વાધીન વિચાર અને વિશ્વપ્રેમનું મૂળ બ્રહ્મચર્ય છે. "

(૮) " સંતાન, સ્ત્રી-સુખ, કુટુમ્બની અનુકુળતા અને સંબંધીઓનો સદ્‌વ્યવહાર બ્રહ્મચર્યથી પ્રાપ્ત થાય છે.."

(૯) બ્રહ્મચર્યના સેવનથી જ વાસના રૂપી વ્યાધિનો નાશ કરી શકાય છે. "

(૧૦) બ્રહ્મચર્યના પ્રતાપે દિવ્યજ્ઞાન અને સારો અનુભવ મળે છે, જેથી બ્રહ્મચારીઓ દુર્ભાવના અને દુષ્કર્મોથી છુટી મોક્ષ મેળવી શકે છે. "

વીસમી સદીના બ્રહ્મચર્યનો મહાન પ્રચારક



નૈષ્ઠિક બ્રહ્મચારી મહર્ષિ દયાનંદ સરસ્વતીજી મહારાજ.



# બ્રહ્મચર્ય.

"બ્રહ્મચર્યેણ તપસા દેવા મૃત્યુમુપાઘ્નત " અથર્વવેદ.

( બ્રહ્મચર્યરૂપી તપ વડે દેવપુરુષોએ મૃત્યુ ઉપર વિજય મેળવ્યો. )

જે દેશમાં પ્રત્યેક બાળકને માટે બ્રહ્મચર્ય અનિવાર્ય હતું, જે જાતિની ઉન્નતિને માટે ચાર નિયમિત આશ્રમોમાં બ્રહ્મચર્ય સર્વમાં પ્રથમ આશ્રમ હતો; ઘણી ખેદની વાત એ છે, કે તે દેશ અને તે બ્રહ્મચારીઓની જાતિમાં બ્રહ્મચર્યનો અભાવ દેખાય છે ! જે દેશનાં સંતાનો સિંહ સાથે રમતાં હતાં, જે દેશનાં બાળકોના પાદાઘાતથી પહાડોના પત્થરો પણ ચકનાચૂર થઇ જતા હતા, એવો વીર્યપ્રધાન દેશ આજે નિર્વિર્ય અને સત્વહીન થઇ ગયો છે ! આજ લાખો બાળકો બ્રહ્મચર્યના અભાવથી ભ્રષ્ટ થઇને યુવાવસ્થા પ્રાપ્ત થતા પૂર્વેજ અપકવ વીર્યનો નાશ કરીને સદાને માટે બુદ્ધિ, બળ, તેજ અને ઉત્સાહથી વિમૂખ થઇ જાય છે ! લાખો યુવકો નાના પ્રકારની વ્યાધિઓથી પીડિત છે અને હજારો યુવકો પોતાનાં માતા પિતા તથા નિરાધાર યુવતિ-પત્નિને રડતાં મૂકીને મૃત્યુને આધિન થઇ જાય છે. સંયમ, નિયમ, સાધન, સુખ અને મનુષ્યત્વનો તો ભીષણ હ્રાસ થઇ રહ્યો છે. એવા દુર્દશાગ્રસ્ત દેશની રક્ષા બ્રહ્મચર્યની પુનઃ પ્રતિષ્ઠાથી જ થઈ શકે તેમ છે. માટે એ વિષય ઉપર શાસ્ત્રો અને સત્પુરુષોનાં વાક્યેનો આધાર લઇને કંઇક લખવાની હું ઇચ્છા કરૂં છું. આશા છે કે આપ તેને લક્ષ પૂર્વક વાંચી યોગ્ય લાગે તે ગ્રહણ કરવા તસ્દી લેશો.

## જીવનનું લક્ષ અને તેનું સાધન.

પ્રાચીન ઋષિમુનિઓએ સુખની તપાસ કરતાં અત્યંત અનુભવ પછી એવો સિદ્ધાંત નક્કી કર્યો હતો કે નિત્ય સુખની પ્રાપ્તિ

કેવળ એક પ્રભુની પ્રાપ્તિ કરવામાં જ છે. એજ મનુષ્યજીવનનું અંતિમ ધ્યેય છે. જ્યાં સુધી મનુષ્યો જગતની અનેક જંજાળો-માંથી વ્યાપક વિભુને પ્રાપ્ત નથી કરતા ત્યાં સુધી તેમનાં દુઃખોની નિવૃત્તિ થતી નથી. અતએવ મનુષ્યોએ જાણવું જોઇએ કે તે નિત્ય શુદ્ધ, બુદ્ધ, સચ્ચિદાનંદ પ્રભુને પ્રાપ્ત કરે. એ અંતિમ ધ્યેયને પ્રાપ્ત કરવા માટેજ આ મનુષ્ય દેહ પ્રાપ્ત થયો છે. એ દેહ વડે ભગવદ્-પ્રાપ્તિ સુગમતાથી કેવી રીતે પ્રાપ્ત કરી શકાય તેને માટે જીંદગીના ચાર વિભાગ કર્યા છે. આરંભથી એવી વ્યવસ્થા રાખવામાં આવે છે કે પ્રત્યેક આર્ય બાળક તેને અનુકુળ અને સંયમપૂર્વક રહીને જીવનને ઉપયોગી સર્વ પ્રકારની શિક્ષા પ્રાપ્ત કરી શકે માટે પ્રથમ આશ્રમનું નામ "**બ્રહ્મચર્ય**" રાખવામાં આવ્યું છે, જ્યારે એ તેજસ્વી યુવક આ આશ્રમની સર્વ ક્રિયાઓ પૂર્ણ કરીને બ્રહ્મચર્યની કઠિન પરિક્ષામાં ઉત્તીર્ણ થતો હતો ત્યારે તેને બીજા "**ગૃહસ્થાશ્રમ**" માં પ્રવેશ કર-વાનો અધિકાર પ્રાપ્ત થતો હતો. ત્યાં પણ તેને બ્રહ્મ-પ્રાપ્તિને લક્ષમાં રાખીને બાકીની સર્વ ક્રિયાઓ કરવાની હોય છે. જ્યારે તે ગૃહસ્થાશ્રમની સર્વ ફરજો બજાવી ચૂકતો ત્યારે તે ત્રીજા "**વાન-પ્રસ્થાશ્રમ**" માં પ્રવેશ કરતો. આ આશ્રમમાં તેને સમ્યક્ પ્રકારથી ત્યાગની તૈયારી કરવી પડતી હતી, અને જ્યારે ત્યાગની ભાવનાને પૂર્ણ રીતે કેળવતા ત્યારપછી તે ચતુર્થ "**સંન્યાસ આશ્રમ**" માં પ્રવેશ કરતો. આ અંતિમ આશ્રમમાં પ્રવેશ કરીને મનુષ્યો દેહા-ભિમાન સહિત સ્વાર્થનો ત્યાગ કરીને કેવળ પરોપકાર દૃષ્ટિથી જીવન વિતાવતા, અને શક્તિ અનુસાર જગતના કલ્યાણમાં પોતાની શક્તિનો વ્યય કરતા હતા. મનુષ્યની જીંદગીનાં ૧૦૦ ( સો ) વર્ષ ધારીને પ્રથમનાં ૨૫ વર્ષ બ્રહ્મચર્ય માટે, બીજાં ૨૫ વર્ષ ગૃહસ્થ માટે ત્રીજાં ૨૫ વર્ષ વાનપ્રસ્થ માટે અને અંતિમ ૨૫ વર્ષ સન્યાસ માટે, નક્કી કરેલાં છે. કદાચ કોઇ એમ કહેવાને તૈયાર થાય કે જ્યારે લોકો ૧૦૦ વર્ષ સુધી જીવતા ત્યારે આ મર્યાદા બાંધી

હશે પરંતુ હાલ લોકો ક્યાં ૧૦૦ વર્ષ સુધી જીવે છે? પરંતુ જો હાલના જમાનામાં પણ પુરાં ૨૫ વર્ષ સુધી બરાબર બ્રહ્મચર્યનું પાલન કરવામાં આવે અને આશ્રમ વ્યવસ્થાના નિયમોને સંપૂર્ણ રીતે પાળવામાં આવે તો પહેલાંની માફક માણસો ૧૦૦ વર્ષ સુધી જીવી શકે. આયુષ્ય ઘટવાનું કારણ તો બ્રહ્મચર્યનો વિનાશ છે. જ્યારે દેશમાં બ્રહ્મચર્યનું પૂર્ણ રીતે પાલન કરવામાં આવતું હતું ત્યારે આજના જેટલી વ્યાધિઓ પણ જોવામાં આવતી નહતી. એટલે યુવાવસ્થામાં તો ભાગ્યેજ કોઇનું મરણ થતું હતું. પરંતુ હાલ આપણી દશા સર્વથા એથી ઉલટી છે ! જીંદગીના મૂળ રૂપ બ્રહ્મચર્યનો આપણે પૂર્ણ રીતે વિનાશ કર્યો છે એટલે આપણી દુર્દશા થાય એમાં શું આશ્ચર્ય છે ! માટે સ્મરણમાં રાખવું જોઇએ કે જ્યાંસુધી દેશમાં બ્રહ્મચર્યની સ્થાપના કરવામાં નહિ આવે ત્યાં સુધી આપણી ઉન્નતિ થાય એ અસંભવિત છે. કાચા પાયા ઉપર મોટી ઇમારત ઉભી કરી હોય તો તે લાંબી મુદત સુધી ટકી શકતી નથી. એજ પ્રમાણે બ્રહ્મચર્યના અભાવથી જીવન ટકી શકતું નથી. કદાચ બાળકો જીવિત રહી જાય તો પણ તે દુઃખભરી અલ્પ જીંદગી ભોગવી મરણ પામે છે.

## વીર્ય ધારણ એજ બ્રહ્મચર્ય છે.

શરીરમાં ઓજસ્ નામની ધાતુ હોય છે તેજ જીવનનું કારણ ગણાય છે. વાગ્ભટ કહે છે કે—

રસથી લઇને વીર્ય સુધી સાતેય ધાતુનું જે તેજ છે તેને "ઓજસ્" કહે છે. ઓજસ્ પ્રધાનતયા હૃદયમાં રહે છે. પરંતુ તે આખા શરીરમાં પણ વ્યાપ્ત છે. ઓજસ્‌ની વૃદ્ધિથીજ પુષ્ટિ તથા બળની ઉત્પત્તિ થાય છે અને ઓજસ્‌ના નાશથી મૃત્યુ થાય છે. એ ઓજસ્ પદાર્થજ જીવનનો આધાર છે, તેના વડે જ ઉત્સાહ પ્રતિજ્ઞા, ધૈર્ય, લાવણ્ય અને સુકુમારતાની પ્રાપ્તિ થાય છે, વળી શારઙ્ગધર કહે છે કે—

" ઓજસ્ આખા શરીરમાં રહે છે. તે સ્નિગ્ધ, શીતળ, સ્થિર, શ્વેતવર્ણુ, સોમાત્મક અને શરીરને માટે બળ તથા પુષ્ટિનું આપનારૂં છે. "

આ ઉપરથી જણાય છે કે ઓજસ્‌ની ઉત્પત્તિ વીર્યમાંથી થાય છે; માટે વિર્ય ધારેણ કરવું એ જીવનને ટકાવી રાખવાનું મુખ્ય સાધન છે. હવે એ જાણવું જોઇએ કે વીર્ય શું છે અને તેની ઉત્પત્તિ કેવી રીતે થાય છે. આયુર્વેદ અનુસાર ભોજનનો પ્રથમ રસ બને છે. રસમાંથી લોહી, લોહીમાંથી માંસ, માંસમાંથી મેદ, મેદમાંથી હાડકાં, હાડકાંમાંથી મજ્જા, અને મજ્જામાંથી વીર્ય બને છે. એજ વીર્ય ઓજસ્ રૂપી મહાન તેજ બનીને સંપૂર્ણ શરીરમાં ચમકતું જણાય છે.

એક ધાતુમાંથી બીજી ધાતુ બનતાં પાંચ દિવસ લાગે છે. પાચનક્રિયા વખતે તત્વ વસ્તુ શરીરમાં રહે છે અને બાકીનો કુચરો, મળ, મુત્ર, પરસેવો, નખ, વાળ વગેરે રૂપમાં બહાર નીકળી જાય છે. વીર્ય બનતાંની સાથેજ તેની ક્રિયા બંધ થાય છે. કારણ કે તે ખોરાકનું અંતિમ સ્વરૂપ છે. આ પ્રમાણે અનાજમાંથી વીર્ય બનતાં ૩૦ દિવસ લાગે છે. આજ ખાધેલા ખોરાકનું બરાબર ત્રીસમા દિવસે વીર્ય બને છે. ૪૦ શેર ખોરાકમાંથી એક શેર લોહી બને છે અને એક શેર લોહીમાંથી એક તોલો વીર્ય બને છે. ધારો કે એક માણસ એક દિવસમાં સવાશેર ખોરાક ખાય છે તો એક મહિનામાં તે લગભગ ૧ મણ અનાજ ખાય એટલે એક તોલો વીર્ય બનવા પામે છે.

હવે એક વખતના સ્ત્રી સહવાસથી એક તોલો વીર્ય સ્ખલિત થતું હોય એમ માનીએ તો એનો અર્થ એ થયો કે એક મહિનાની કમાણી એક ક્ષણમાં ગુમાવી દીધી ! અને જે લોકો પ્રતિદિન આ રીતે વીર્યહાનિ કરવા લાગે તેમની શી સ્થિતિ થાય એ દરેક વિચારી લેશે.

મોટાં શહેરોમાં લોકો બૂમો પાડે છે કે અમને સત્વવાળું દૂધ મળતું નથી. દૂધને નજરે જોતાં તો તે પણ સફેદ દેખાય છે. પરંતુ આખરે તે ગુણકારી હોતું નથી. એ ઉપરથી જણાય છે કે તેમાંથી કોઈ પદાર્થ ચોરાઇ ગયો છે. શુદ્ધ દૂધને આખરીને દહીં બનાવીએ છીએ. પછી દહીંને મંથન કરીને તેમાંથી માખણ કાઢવામાં આવે છે, અને માખણને ગરમ કરી ઘી બનાવીએ છીએ. બાકી જે વધે છે તે છાશ કહેવાય છે. જે સત્વ વિનાની હોય છે. જ્યાં સુધી દૂધમાં ઘી અદૃશ્ય રીતે રહેલું હોય છે ત્યાં સુધીજ દૂધ સ્વાદિષ્ટ ને પુષ્ટિકારક કહેવાય છે. ઘી કાઢી લીધેલા દૂધની (છાશની) કાંઈ કિંમત હોતી નથી. તેજ પ્રમાણે શરીરમાં જે લોહી રહેલું છે તેમાં એક પૌષ્ટિક તત્વ રહેલું હોય છે. જેને વીર્ય–ઓજસ્ કહે છે. જ્યાં સુધી લોહીમાં વીર્ય હોય છે ત્યાં સુધી તેમાં ઉષ્ણતા રહે છે અને જેના શરીરમાં એવું વીર્યવાન્ લોહી રહેલું છે તેનું શરીર બળવાન તથા કાન્તિવાળું દેખાય છે. પરંતુ વીર્યના કાઢી લેવા પછી લોહી શક્તિ વિનાનું ગણાય છે. એવા વીર્ય વિનાના લોહીવાળાં શરીર શક્તિ વિનાનાં તથા ફિકાં જણાય છે. માટે વીર્યવાન્ બનવાનો પ્રયત્ન દરેકે કરવો જોઇએ.

**ભક્તરાજ હનુમાન તથા પિતામહ ભિષ્મજીનો બ્રહ્મચર્યનો** પ્રતાપ જગ પ્રસિદ્ધ છે. બ્રહ્મચર્ય જ સર્વ પુરુષાર્થોનું મૂળ છે. તેનાથી મનુષ્યો સદા નિરોગી તથા સુખી રહે છે. બ્રહ્મચર્યથી શરીર હૃષ્ટપુષ્ટ–બલિષ્ટ રહે છે. વીર્યવાન મનુષ્ય જ બળવાન તથા ધર્મપરાયણ સંતાન ઉત્પન્ન કરી શકે છે. બ્રહ્મચર્યના સેવનથી માણસો દીર્ઘજીવી, શક્તિસમ્પન, સત્યવાદી, જીતેન્દ્રિય અને ધર્મિષ્ટ બને છે. બ્રહ્મચર્યથીજ ભજન તથા ધ્યાનની યોગ્યતા પ્રાપ્ત થાય છે. વીર્ય પ્રાપ્તિથી મનુષ્ય નિર્ભય તથા વિનમ્ર બનીને જગતની સેવા કરી શકે છે, અને અંતમાં બ્રહ્મચર્યના બળવડેજ પરમાત્મ પ્રાપ્તિ કરી શકે છે. અતએવ જો આપણને ભગવદ્ પ્રાપ્તિની ઇચ્છા હોય તો

સ્વયં બ્રહ્મચર્યનું બરાબર પાલન કરીને પોતાનાં સંતાનોને પણ પાલન કરાવવું જોઇએ. જે લોકો આ પ્રમાણે કરતા નથી તે પોતાના પગ ઉપર પોતેજ કુહાડી મારે છે.

## વીર્યનાશ અને તેથી થતું નુકસાન.

મૈથુનથી વીર્યનાશ થાય છે. શાસ્ત્રમાં આઠ પ્રકારના મૈથુનનું વર્ણન કર્યું છે.

(૧) કોઇપણ સ્ત્રીનું ગમે તે અવસ્થામાં સ્મરણ કરવું (૨) સ્ત્રીના રૂપ, ગુણનું વર્ણન કરવું, ચર્ચા કરવી, શૃંગાર રસનાં પુસ્તકો વાંચવાં (૩) સ્ત્રીઓ સાથે સ્વછંદે ખેલવું કૂદવું (૪) સ્ત્રી સામે ખરાબ નજરથી જોવું (૫) સ્ત્રીઓ સાથે એકાન્તમાં વાતચીત કરવી (૬) સ્ત્રી પ્રાપ્તિ માટે સંકલ્પ વિકલ્પ કરવા (૭) સ્ત્રી પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો અને (૮) સ્ત્રીસંગ કરવો. આ પ્રમાણે આઠ પ્રકારનાં મૈથુન કહ્યાં છે. સુખની ઇચ્છાવાળા મનુષ્યોએ આ આઠે પ્રકારના મૈથુનથી બચવાનો પ્રયત્ન કરવો જોઇએ.

પરસ્ત્રી સાથે મૈથુન કરવા માટે તો મનાઇ જ છે; પરંતુ પોતાની સ્ત્રી સાથે પણ સંભાળીને ચાલવાની જરૂર છે. ગમે તે સ્ત્રીના સંબંધથી વીર્યનાશ તો થાય છે. પ્રત્યક્ષ સહવાસની માફક અન્ય પ્રકારનાં મૈથુનોથી પણ વીર્ય સ્ખલિત થઈને અંડકોષમાં એકઠું થાય છે. આથી ધાતુ દૌર્બલ્ય, સ્વપ્ન વિચાર પ્રમેહ, મુત્ર કૃચ્છ અને યક્ષ્માઆદિ અનેક પ્રકારની બિમારીઓના ભોગ થઇ પડાય છે. આજકાલની સભ્યતામાં મૈથુનના અનેક અકુદરતી ઉપાયોનો આવિષ્કાર થયેલો છે, કે જેના વડે પ્રત્યક્ષ સહવાસની માફક ભીષણતાથી વીર્ય નાશ થાય છે અને આ પાપાચાર ઉત્તરોત્તર વધતો જાય છે. આનું ફળ પણ તરતજ મળતું જણાય છે. હાલનાં માણસોનાં મન તથા શરીર દુર્બળ બની ગયાં છે, ચહેરા ફિક્કા

પડી ગયા છે, ગાલ બેસી ગયા છે, સ્મરણ શક્તિ મંદ પડી ગઇ છે, મસ્તકમાં ચક્કર આવે છે, હ્રદય કમજોર બની ગયું છે, આંખો નિસ્તેજ બની ગઈ છે, ભૂખ મરી ગઇ છે, જીવ ગભરાટમાં પડે છે, સુખથી નિંદ્રા આવતી નથી અને આળસ ઘેરાઇને ઉદ્યોગહીન પડી રહ્યા છે ! ! સારાંશ કે જીવન કલેશનો સમુદ્ર બની ગયું છે.

માતાપિતાની ફરજ છે કે ગર્ભાધાન કાળથી જ ઘણી સાવધાનીથી બાળકના ભાવી જીવનને બ્રહ્મચર્યના પ્રતાપથી સુખમય બનાવવાનો પ્રયત્ન કરે. જ્યારે ગર્ભમાં બાળક હોય ત્યારથી માતાપિતાએ પતિ સાથે કોઇ દિવસ કોઇ પણ પ્રકારની અશ્લિલ વાતો કરવી નહિ, હલકાં નાટકો–નૉવેલો વાંચવાં નહિ, નાટક–સીનેમા વગેરે જોવાં નહિ પરંતુ તેને બદલે ધર્મશાસ્ત્રનું અધ્યયન કરવું અને બળવાન તથા બહાદુર વીરોનાં જીવન ચરિત્રો વાંચવાં જોઇએ. ગર્ભકાળમાં માતાની જેવી ચેષ્ટા હોય છે તેવાં તેનાં સંતાન બને છે. **વીર નવયુવક અભિમન્યુએ ચક્રવ્યુહની** લડાઇનું સુભદ્રાજીના ગર્ભમાંથી જ શિક્ષણ લીધું હતું. **ભક્તરાજ પ્રહ્લાદ** ઉપર ભક્તિનો પ્રભાવ ગર્ભકાળમાંથી જ પડયો હતો. માટે ગર્ભ ધારણ વખતે પણ ખાસ સંભાળ રાખવી.

જ્યારે બાળક જન્મ ધારણ કરે ત્યાર પછી પણ માતા પિતાએ તેને અબોલ સમજીને તેની આગળ ગંદી વાતો તથા કુચેષ્ટાઓ કરવી નહિ તથા સગાઇ, વિવાહ વગેરે બ્રહ્મચર્ય–ઘાતક વાતો પણ કરવી નહિ. વિદ્યાભ્યાસ કરવાને લાયક થાય ત્યારે સદાચારી સદ્ગુરૂ પાસે બ્રહ્મચર્ય તથા ધર્મની શિક્ષા પ્રાપ્ત કરવા મોકલવાં. આજકાલ શાળા–કોલેજોની તો અત્યંત શોચનીય દશા છે. ભાગ્યેજ કોઈ શાળા–કોલેજ એવી હશે કે જ્યાં બાળકો દુરાચારી ન હોય. ઘણા ખેદની વાત છે, કે ભારતની ભાવી આશાઓ અને ભારત જનનીનાં પ્રિય બાળકોની જીવનશકિત શિક્ષાના નામ નીચે નષ્ટ થઇ રહી છે ! પ્રથમ તો પશ્ચિમની શિક્ષા બાળકોને ધર્મથીજ અલગ પાડે છે તથા શાળા–કોલેજોનું વિષય–પ્રધાન બગડેલું વાતાવરણ તેમના જીવનની

તમામ શક્તિઓનો નાશ કરી નાખે છે. જો આવી શિક્ષાથી ભારતનાં સંતાનોની રક્ષા કરવામાં નહિ આવે તો અત્યંત હાની થવાનો સંભવ છે. સર્વ પ્રકારથી ઇન્દ્રિય સંયમ રાખીને બ્રહ્મ પ્રાપ્તિને માટે અરણ્યવાસી ત્યાગી ગુરુની ઝુંપડીમાં રહીને સર્વ પ્રકારની સત્ શિક્ષાઓ પ્રાપ્ત કરવાનો પ્રાચીન સ્તુત્ય આદર્શ ક્યાં અને ક્યાં આજ મોટાં મોટાં ભવ્ય મકાનોમાં પ્રાયઃ અસંયમી ભાડુતિ શિક્ષકો દ્વારા વિષય પ્રસવિની, જડવાદમાં ડૂબાવી દેનારી શુષ્ક અવિદ્યારૂપી વિદ્યાનું શિક્ષણ ! જરા પ્રાચીન ગુરુકુલોમાં રહીને અભ્યાસ કરતા બ્રહ્મચારીઓના જીવનનો વિચાર તો કરો ! વિદ્યાભ્યાસ પ્રાપ્ત કરવાને યોગ્ય થતાંજ યજ્ઞોપવીત સંસ્કાર કરાવીને માતા પિતાના ઘરબારનો ત્યાગ કરીને એકલો બ્રહ્મચારી ત્યાગી તથા જ્ઞાની ગુરુની પાસે જાય છે. ત્યાં ગુરુને દેવ તુલ્ય ગણીને તેમની તમામ પ્રકારની સેવા કરી બ્રહ્મચર્યના કઠિન વ્રતને પૂરું કરે છે. ત્યાં તેમને છત્રી, બુટ, જેવાં સાધનોથી દૂર રહી સાદાં પણ પૌષ્ટીક ભોજન જમી વિદ્યાભ્યાસ કરવાનો હોય છે. ગરીબ કે અમીર તમામ બાળકો એક સાથે એકસરખી સ્થિતિમાં સગા ભાઇની માફક રહે છે. (હાલ પણ મહર્ષિ દયાનદજી મહારાજની અપાર કૃપાથી ભારતવર્ષમાં પ્રાચીન પદ્ધતિ ઉપર ચાલનારાં ગુરુકુલો સ્થપાયાં છે. હરદ્વારની પવિત્ર ભૂમિમાં એક મહાન ગુરુકુલ ચાલે છે. આપણા ગુજરાતમાં પણ નવસારી પાસે સુપા ગામમાં પૂર્ણા નદીને કિનારે ગુરુકુલ ચાલે છે. તથા કાઠિઆવાડમાં ભાવનગર પાસે સોનગઢમાં પણ ગુરુકુલ ખોલવામાં આવ્યું છે, કન્યાઓ માટે વડોદરા-કારેલી બાગમાં ગુરુકુલ છે. વાંચકો ! તમો ગુજરાતના ગુરુકુલોની અવારનવાર જરૂર મુલાકાત લેજો અને ઉચીત લાગે તો તમારાં બાળકોને એ સ્થળે અભ્યાસ કરવા મોકલશો. જો કંઇજ ન બને તો ફુલ નહિ ને ફુલની પાંખડી પણ સહાયતા તો જરૂર કરશો જ. )

## ઋષિઓની બુદ્ધિમત્તા.

ઋષિ મહાત્માઓએ બ્રહ્મચર્યના પ્રશ્ન ઉપર પૂરેપૂરો વિચાર

કરીનેજ લખ્યું છે. સદાચારનું જીવન કેવી રીતે વ્યતીત કરી શકાય છે, તેની તેમણે પૂરેપૂરી તપાસ કરી હતી અને તેના આધારેજ બ્રહ્મચર્યના નિયમો ઘડયા હતા. બ્રહ્મચર્ય-રક્ષાના નિયમો અત્યંત સરળ અને સર્વ વિદિત છે. પરંતુ સ્થાનાભાવથી તે સર્વ નિયમોનો અહીં ઉલ્લેખ થઇ શકે તેમ નથી. પ્રત્યેક ઇન્દ્રિયોના દુરુપયોગથી બ્રહ્મચર્ય-હાનિની પુરેપુરી સંભાવના છે. અતઃ ઋષિ-મહાત્માઓએ પ્રત્યેક ઇન્દ્રિયને લક્ષ્યમાં રાખીને એવી આજ્ઞાઓ પ્રચલિત કરી છે, કે તેના પાલન કરવાથી પ્રાયઃબ્રહ્મચર્ય પાલન થઇ શકે છે. અમે ટૂંકમાં પાંચ જ્ઞાનેન્દ્રિયો વડે બ્રહ્મચર્ય ઉપર કેવી અસર ફેલાય છે તેનો અત્રે ઉલ્લેખ કરીશું—

### ૧ રૂપ.

મનુષ્યના મનોવિકાર જાગૃત કરવામાં આંખનો હિસ્સો અપાર છે. માટે સંયમી પુરુષો આંખ ઉપર નિયન્ત્રણ રાખે એ આવશ્યક છે. આજકાલ શહેરોનું જીવન બાળકો સામે અધઃપતનનો દરવાજો ખુલ્લો કરી દે છે. જે તરફ નજર પડે છે તે તરફ આંખનો વાસનામય ખોરાક તૈયારજ હોય છે. નાટક, સીનેમા, ગીત, રૂપ-રંગ સર્વ મળીને નવયુવક ઉપર આક્રમણ કરે છે, અને તેની યુવકો ઉપર માઠી અસર થાય છે. રાત્રિ જાગરણ, ફેશનેબલ પોષાક, મધ્ય-રાત્રી ભોજન, અને નાચ ઈત્યાદિથી મનોભાવ ઉત્તેજિત થાય છે, તથા કુવાસનાઓ જાગૃત થાય છે. વળી વારંવાર દર્પણમાં રૂપ જોવાથી પણ બ્રહ્મચર્યને હાનિ પહોંચે છે. એટલા માટે ઋષિઓએ નૃત્યાદિ જોવાની મનાઈ કરી છે.

### ૨ શબ્દ

મનુષ્યોના માનસિક અનુચિત આવેગને રોકવા માટે નૃત્યનો નિષેધ કરેલો છે. તેજ પ્રમાણે કાનનું વ્યસન ગીત અને બિભત્સ પુસ્તકોનું વાચન તથા શ્રવણ આદિ પણ બ્રહ્મચર્ય પાલનમાં અડચણ રૂપ છે. ગાયન સાંભળવાંથી મનોવિકાર

જાગૃત થાય છે. જો કે ગાયન ગાયનમાં ભેદ છે. પ્રત્યેક ગાયન મનોવિકારને જાગૃત કરનાર નથી. પરંતુ એવી જગ્યા ઉપર ગાન સાંભળવા નહિ જવું જોઇએ કે જ્યાં વિકારમય ગાયનો સાંભળવાનો પ્રસંગ આવી પડે. વળી આજકાલ હલકા સાહિત્ય—નૉવેલોનો ઘણો પ્રચાર થઇ ગયો છે. એટલે એવા બ્રહ્મચર્ય-ઘાતક સાહિત્યના વાચનથી સદા દૂર રહેવું જોઇએ.

### ૩ ગન્ધ

મધુ-મક્ષિકાઓ ગંધથી આકર્ષાય છે. એજ પ્રમાણે ગંધથી મનુષ્યો પણ વિકારવાળાં બને છે. એમ અનુભવી માણસોએ જાહેર કરેલું છે. એટલે બ્રહ્મચર્યના ઉપાસકે સેંટ, તેલ, ફુલેલ આદિથી દૂર રહેવું એજ ઉચિત છે.

### ૪ સ્પર્શ

સ્પર્શ એ પ્રેમનું આદિ અને અંત છે. એવું પાશ્ચાત્ય વિદ્વાનોનું કથન છે. મનોવિકારોને જાગૃત કરવામાં સ્પર્શ એ મોટામાં મોટું સાધન છે. સ્પર્શથી માનસિક વિકાર ઉત્પન્ન થવાનું મુખ્ય કારણ એ છે કે ત્વચાની સંવેદના-તંતુઓની રચના અને ઉત્પાદક અંગોના તંતુઓની રચના એકજ પદાર્થમાંથી થયેલી છે. માટે પ્રાણીમાત્રનાં સર્વ અવયવોની અપેક્ષા ત્વચાની અસર માનસિક દુર્ભાવોને જાગૃત કરવામાં તત્કાળ અસર કરે છે. જે વ્યકિત સ્પર્શની ભયંકર આંધીથી બચી જાય છે, તે એનાં દુષ્પરિણામોથી પણ બચી જાય છે. એજ પ્રમાણે ઘોડા ઉપર લાંબી સવારી કરવાથી પણ બ્રહ્મચર્યમાં હાનિ થાય છે.

### ૫ રસ

કેટલાક રસયુકત પદાર્થો બ્રહ્મચર્યનો નાશ કરનાર છે. દારૂ, ચા, કૉફી, તમાકુ તથા મિઠાઇ ઈત્યાદિ પદાર્થો વીર્યનાશક છે. દારૂ જીવન તત્વોનો કેવી બુરી રીતે નાશ કરે છે તેનું વર્ણન કરવું ઠીક નથી. કારણ કે પ્રાયઃ સર્વ તેના દોષથી વાકેફ છે. ચ્હા, કૉફી અધિક અંશમાં લેવાથી મનુષ્યો નપુંસક થઇ જાય છે. તમાકુ પીવાથી આચાર ઉપર કેવી અસર થાય છે, તે ઘણા થોડા મનુષ્યો જાણતા

હશે. બચપણમાં આ વ્યસનથી બાળક કુવાસનાનો શિકાર બને છે. તેના અધિક સેવનથી વીર્ય ઉપર જબરી અસર થાય છે. જે લોકો મિઠાઇના શોખીન છે તેમની ગિરાવટ જલદી થાય છે, તેમાં વળી બજારૂ મીઠાઇ તો અત્યંત નુકસાન કરે છે; માટે તેનાથી સર્વદા દૂર રહેવું.

## બ્રહ્મચર્યનું ફળ.

બ્રહ્મચર્યની ચર્ચા જેટલી કરીએ એટલી થોડી છે. કેટલાકનું કથન છે કે બ્રહ્મચર્ય પાલનથી ખૂબ જાડા અને પહેલવાન થઈ શકાય છે. બ્રહ્મચારીનું શરીર પાતળું હોઇજ ના શકે. પરંતુ તેમનો એ કેવળ ભ્રમ છે. ફક્ત શરીર ઉપરથીજ બ્રહ્મચર્યની પરીક્ષા નથી થતી. બ્રહ્મચારીમાં શકિત, ક્રિયા–શિલતા, તત્પરતા, ઉત્સાહ, ઓજસ્વિતા અને સહનશિલતા આદિ ગુણો હોયછે. તેના વડેજ બ્રહ્મચર્યનું માપ કઢાયછે.

## બાલ વિવાહ.

આજકાલનાં બાળકોનાં માતા પિતાની એક ગંભીર ભૂલ થઇ રહી છે, કે નાની ઉમ્મરનાં બાળકોના વિવાહ કરીને તેમને બ્રહ્મચર્યના પવિત્ર માર્ગથી વિમુખ કરી નાખે છે.

હિંદુ ધર્મશાસ્ત્ર અનુસાર વિવાહ એ કેવળ ઇન્દ્રિય લાલસા પૂરી કરવાનું સાધન માત્ર નથી. વિવાહ તો એક પવિત્ર તથા આવશ્યક સંસ્કાર છે. વિવાહ સંસ્કાર તો ગૃહસ્થાશ્રમનો પાયો છે. ગૃહસ્થાશ્રમનો ઉદ્દેશ છે. કે પતિ–પત્નિ બંને એકતા સંપાદન કરીને પવિત્ર પ્રેમથી એક સુત્રમાં બંધાઇને ધર્માચરણમાં પ્રવૃત્ત થાય અને યથાસાધ્ય ત્રણે આશ્રમવાસીઓની સેવા કરીને ભગવદ્ પ્રાપ્તિની તૈયારી કરે. ગૃહસ્થાશ્રમ તો ત્યારેજ સફળ થાય છે, કે દમ્પતિ કામ ક્રોધ–લોભથી બચીને ઇશ્વરભાવથી જગત્‌ની સેવા કરીને શાસ્ત્રની મર્યાદાનુસાર યથાવસ્યક સમસ્ત વ્યવહાર કરીને દેવ તથા પિતૃઋણથી મુક્ત થાય. શાસ્ત્રમાં કહ્યું છે કે—

"પુત્રાર્થે ક્રિયતે ભાર્યા"

ઘણા મનુષ્યો વિષય તૃપ્તિ માટે સ્ત્રી પરણે છે, અને જાણે સ્ત્રી એ ચિત્ત પ્રસન્ન કરવાનું રમકડું હોય તેમ ગણી કાઢે છે. પરંતુ આ તેમની ભયંકર ભૂલ છે. ઉપરના સંસ્કૃત વાકય પ્રમાણે કેવળ પ્રજાની ઉત્પત્તિ અર્થેજ વિવાહ કરવો જોઇએ, નહિ કે વિષય તૃપ્તિ માટે. પત્નિ તો સહધર્મચારિણી ગણાય છે, તેને વિલાસની સામગ્રી ગણવાની નથી. વિવાહ કરીને સંયમી બનવું જોઇએ. આજકાલ મનુષ્યો આ પરમ તત્વને ભૂલી ગયા છે. માટે જ સ્વર્ગમાં નંદન કાનન સમો અમારો સુખમય ગૃહસ્થાશ્રમ આજ નરકપુરી બની ગયો છે. વિવાહની જોખમદારી તથા તેનો મૂળ ઉદ્દેશ તજી દઇને કેવલ ઇન્દ્રિય સુખ મેળવવાનોજ માત્ર સંસ્કાર કર્યો હોય એમ જણાય છે. શાસ્ત્રતો પોકારી પોકારીને કહે છે કે ૨૫ વર્ષ સુધી ગુરુકુળમાં નિવાસ કરીને ઉત્તમ વિદ્યા પ્રાપ્ત કરે ત્યાર બાદ પિતૃ-ગૃહે આવીને આજીવિકાનું સ્વતંત્ર સાધન પ્રાપ્ત કરે તે પછી જ ગૃહસ્થાશ્રમના પવિત્ર દ્વારમાં પ્રવેશ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય-છે. આજ આ પ્રાચીન મર્યાદાનો ભંગ કરીને અબોધ બાળક–બાળિકાઓના ઢીંગલા–ઢીંગલીઓની માફક લગ્ન સંસ્કાર કરી નાખ-વામાં આવે છે. જે બાળકોને ધોતી પહેરવાનું પણ જ્ઞાન નથી તેમને ગૃહસ્થાશ્રમ જેવા ગંભિર આશ્રમની જવાબદારી સોંપવી એ સરાસર મૂર્ખતા નહિતો બીજું શું ? એવાં બાળકોને શું ભાન છે કે વિવાહ સમયે પતિ-પત્નિ કેવી કેવી પ્રતિજ્ઞાએ કરે છે ? કેટલાંક બાળકો તો પરણીને ઘેર આવ્યા પછી પોતાના પિતાને પૂછે છે કે પિતાજી ! જાનમાં લઇ ગયા પણ લગ્ન તો બતાવ્યું નહિ ? બાળક બિચારૂં એમ સમજે છે કે જાણે લગ્ન કોઇ રમવાનું રમકડું હશે ! આજ હિંદુ સંસારની આવી દુર્દશા છે !

પચીસ વર્ષ સુધીની યુવાવસ્થા પ્રાપ્ત કરેલા યુવાનો તરફ જોઇએ તો જણાય છે, કે આટલી અલ્પ વયમાં જાણે ઘરડા થઈ ગયા ન હોય ? સ્ત્રીઓની પણ એવીજ સ્થિતિ છે. ભાગ્યેજ કોઇ

ઓ હશે કે જે યુવાવસ્થામાં પ્રદરવા ને વિકારના દરદથી પિડાતી ન હોય ! યુવક-યુવતિઓની મૃત્યુસંખ્યા જોઇને કંપારી છૂટે છે ! કળી ખીલતાં પૂર્વેજ કરમાઇ જાય છે. ગૃહસ્થાશ્રમની આથી વધુ દુર્દશા શું હોઇ શકે ? જો કે માતા પિતાને પોતાનાં સંતાનોનું ભવિષ્ય બગાડવું સારૂં તો લાગતું નથી પરંતુ અજ્ઞાનવશ થઇને લ્હાવો લેવાના લોભમાં બિચારાં બાળકોની જીંદગી ઉપર કુઠારાઘાત કરે છે; આનું કારણ એ છે, કે માતા પિતા બ્રહ્મચર્યના મહત્વને સ્વયં ભૂલી ગયાં છે. અતઃ માતા પિતાએ સમજવું જોઇએ કે હવેથી પોતાનાં બાળકોનાં યોગ્ય પરિપકવ ઉમ્મર સિવાય કદાપિ લગ્ન કરવાં નહિ.

વર્તમાન પરિસ્થિતિ જોતાં વરની ૨૫ વર્ષ અને કન્યાની ૧૬ વર્ષની ઉમ્મર ઉચિત ગણાય. પ્રાચીન કાળમાં તો આથી પણ વધુ ઉમ્મર સુધી અવિવાહિત રહેવાનો રિવાજ હતો. મનુ મહારાજે પણ મનુસ્મૃતિમાં સ્પષ્ટ આજ્ઞા કરી છે, કે રજો દર્શન થયા પછી કન્યા માટે યોગ્ય વરની શોધ કરવી. ત્યારપછી વધુમાં વધુ ત્રણ વર્ષ સુધીમાં તેનો લગ્ન સંબંધ કરી દેવો. વળી વધુમાં મનુ મહારાજ કહે છે, કે જો શોધ કરતાંય યોગ્ય પતિની પ્રાપ્તિ ન થાય તો કન્યા ભલે આખી જીંદગી કુંવારી રહે, પણ અયોગ્ય પતિ સાથે તો લગ્ન કદાપિ કરવુંજ નહિ. માટે બાળલગ્નમાં તો શાસ્ત્ર કદાપિ સંમતિ આપતુંજ નથી. છતાં લોકો લોભ વશ થઇને કેટલીક વખત કન્યાથી પણ નાની ઉમ્મરના બાળક સાથે કે કન્યાથી પાંચ સાત ઘણી ઉમ્મરના વૃદ્ધ સાથે લગ્ન કરી નાખે છે. છેવટે આનું પરિણામ એ આવે છે કે બિચારી કન્યાને વૈધવ્ય દશા પ્રાપ્ત થાય છે. ભારતવર્ષમાં આવી વિધવાઓની સંખ્યાનો આંકડો લાખોની ઉપર પહોંચી ગયો છે ! તેમાં મોટો ભાગ એવો છે કે લગ્ન એટલે શું એ પણ સમજતી નથી. આવી રીતે પોતાની નિર્દોષ બાળકીને દંડ દેવો એ માતાપિતાને શું ઉચિત છે ? આપણા સ્હેજ લોકેષણા કે ધનપ્રાપ્તિના લોભને લીધે પુત્રીની આખી જીંદગી બગાડતાં વિચાર કરવો જોઇએ.

વળી ઘણા પુરુષોને એવી આદત પડી હોય છે કે પોતાનાં બાળકો સામે અપશબ્દો બોલી વાતચીત કરે છે, આ ટેવ ગંભીર પરિણામ લાવે છે. બાળક નાનું હોય પરંતુ તેનું હ્રદય મીણના જેવું નરમ છે. તેના ઉપર પ્રત્યેક સંસ્કાર કોતરાઈ જાય છે. માટે બાળકની સાથે કુચેષ્ટા કે ખરાબ વાતો કદાપી કરવી નહિ.

## ગૃહસ્થમાં બ્રહ્મચર્ય

કેટલાક લોકો એમ સમજે છે કે વિહાહિતા સ્ત્રી સાથે તો ગમે તેવો વ્યવહાર ચલાવી શકાય. એવા લોકો તો એમ સમજે છે કે જાણે આપણને સ્વપત્નિ સાથે વિષયતૃપ્તિ માટેનો સંપૂર્ણ પરવાનો મળી ગયો છે. પરંતુ એ તેમનો ભ્રમ છે. વાસ્તવમાં કોઇ કોઇનાં સ્ત્રીપુરુષ નથી. આ જગત્ રૂપી નાટકશાળામાં કર્માનુસાર પ્રયોગાર્થે સર્વને આવવું પડે છે અને અહીંનો ખેલ સમાપ્ત થતાં અન્ય સ્થળે જવું પડે છે. પુરુષને જે સ્ત્રી સાથે દમ્પત્તિ રૂપમાં જોડાવું પડે છે તે પ્રભુ આજ્ઞાથી થાય છે; માટે તે તો એક ધર્મબંધન સમજવું જોઇએ. કામવૃત્તિને તૃપ્ત કરવાનું સાધન પ્રાપ્ત થયું એમ સમજવાનું નથી. પરમાત્માની કૃપા પ્રાપ્ત કરવાનો વાસ્તવિક અધિકારી તેજ થઈ શકે છે, કે જે દંપત્તિના એ ધર્મ સંબંધને સમજીને ઇન્દ્રિય સંયમથી પોતાના જીવનમાં પ્રત્યેક કાર્ય નિષ્કામ વૃત્તિથી પરમાત્મસમર્પણ કરીને કરે. મનુષ્ય એ જ્ઞાનનો અધિકારી હોવાથીજ સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ઠ ગણાય છે. કામની ઉત્તેજનાથી પાગલ બનવું એતો પશુકર્મ છે. પરંતુ વિચાર કરીએ તો જણાશે કે આજકાલ આપણી દશા પશુથી પણ ખરાબ થઇ ગઇ છે! પશુ તો હજુ પણ ઘણા નિયમોનું પાલન કરે છે. સિંહના જેવું હિંસક પશુ પોતાની જીંદગીમાં એકજ વખત સ્ત્રી-સંભોગ કરે છે. આ સિવાય પ્રાયઃ ઘણાં પશુ ઋતુગામી હોય છે. જ્યારે આપણે સમજવા છતાંય પશુથી પણ ઉતરતા દરજ્જામાં બેસી ગયા છીએ. શાસ્ત્રમાં કહ્યું છે કે—

**બ્રહ્મચર્યં સમાપ્તાય ગૃહધર્મં સમાચરેત્ ।**
**ઋણત્રય વિમુક્ત્યાર્થે ધર્મેણોત્પાદયેત્પ્રજામ્ ॥**

અર્થાત્ બ્રહ્મચર્યનાં પચીસ વર્ષ પૂરાં કરીને યુવાવસ્થાએ પહોંચીને ગૃહસ્થ ધર્મમાં પ્રવેશ કરવો. પછી દેવ, ઋષિ તથા પિતૃ ઋણથી મુકત થવા માટે ધર્મવિધિથી "સુપ્રજા" ઉત્પન્ન કરવી. વિવાહ સમયમાં એક મંત્ર આવે છે તેમાં—

વર કન્યાને કહે છે કે—

**"ગૃહ્ણામિ તે સૌભાગત્વાય હસ્તં મયા પત્યા જરદૃષ્ટિર્યથા સઃ । ભગોઽર્યમા દેવઃ સવિતા પુરન્ધિર્મહ્યં ત્વા દુર્ગાર્હપત્યાય દેવાઃ । અમોહમસ્મિ મા ત્વં માત્વમસ્ય મોઽહં સામાહમસ્મિ ઋક્ ત્વં દ્યૌરહં પૃથિવી ત્વમ્ ! તાવેહિ વિવાહાવહૈ સહ રેતો દધાવહૈ પ્રજાંપ્રજનયાવહૈ પુત્રાન્ વિન્દાવહૈ બહૂંશ્તેસન્તુ જરદૃષ્ટયઃ । સમ્પ્રિયો રોચિષ્ણુ સુમનસ્ય માનો પશ્યેમ શરદઃ શતમ્ જીવેમ શરદઃ શતં શ્રુણુયામ્ શરદઃ શતમ્"**

"હે કલ્યાણી ! હું મારી કાન્તિ, લક્ષ્મી, મહિમા, જ્ઞાન અને ધર્મ વગેરેની પૂર્તિ માટે તમને ગ્રહણ કરૂં છું. તમારો આત્મા મારા આત્માથી બિલકુલ અલગ થશે નહિ. આપણે બંને સાથે વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થઇશું. ભગ, અર્યમા અને સવિતા આદિ દેવતાઓ એ તમને મારામાં મિલાવી દીધાં છે. તમો ગૃહકાર્યને સંભાળો (અને હું બહારનાં કાર્યને સંભાળું) તમારી દ્વારા મારી શાન્તિ, લક્ષ્મી અને કાન્તિનો વિકાસ થાઓ. અતએવ તમે લક્ષ્મી તૂલ્ય છો. તમારા સિવાય મારી કાન્તિ, લક્ષ્મી વગેરે રહી શકે તેમ નથી. હું એકલો લક્ષ્મી શૂન્ય છું. હે મંગલ કારિણી ! તમને પ્રાપ્ત કરીને હું અરેખરો લક્ષ્મીવાળો થઇ ગયો. હે આયુષ્યમતિ ! હું સામ સ્વરૂપ છું, તો તમે ઋક્રૂપ છો, અર્થાત્ સામ તથા ઋગ્વેદને જેવો ઘનિષ્ટ સંબંધ છે તેવો આપણુ બંને વચ્ચે સંબધ છે. ઋક્ વિના જેમ સામની પુર્તિ થતી નથી તેમ તમારા વિના મારી ઉન્નતિની પુષ્ટિ

થતી નથી. હે અર્ધાંગિની ! હું આકાશરૂપ છું તો તમે પૃથિવી સ્વરૂપ છો. પૃથિવી અને આકાશનો જેવો સંબંધ છે તેવો મારો તમારી સાથે ઓતપ્રોત સંબંધછે. હે કલ્યાણિ ! તમે આત્મ સમર્પણ કરો. હે પ્રભો ! અમારો વિવાહ સંબંધ દૃઢ કરો, આપણે બંનેને રેતઃ સંયમ કરવો પડશે. પછી યથા સમયે દેહ સંયોગથી સુપુત્ર ઉત્પન્ન કરીશું. આ પ્રમાણે પુત્ર ઉત્પન્ન કરીશું છતાં પણ આપણે દીર્ઘ આયુષ્ય ભોગવીશું. તમારો અને મારો આત્મા એકરૂપ થવાથી આપણા તેજની વૃદ્ધિ થશે. બંન્નેનાં હૃદય મળીને સમુન્નત થશે. આપણે સો વર્ષ સુધી આ સૃષ્ટિ સૌન્દર્ય જોઇશું અને સો વર્ષ સુધી પ્રભુ ગુણ ગાન સાંભળીશું."

આ ઉપરથી જણાય છે કે પહેલાં સો વર્ષ સુધી મનુષ્યો જીવતાં હતાં પરંતુ રેતઃ સંયમ કરવું પડતું હતું. સંયમ સિવાય સો વર્ષની આયુ, બલિષ્ટ શરીર તથા બુદ્ધિશાળી પુત્રની ઉત્પતિ થઇ શકે નહિ. હાલ આપણી સયમના અભાવે કેવી દશા થઈ છે ? દેહ તો જાણે હાડકાંનો માળો ! અને મન ધર્માધર્મના વિવેકથી શૂન્ય થઇ ગએલું છે ! આનું કારણ એ છે કે "**સન્તાનાર્થં ચ મૈથુનમ્**" આ શાસ્ત્ર આજ્ઞાનું ઉલટી રીતે પાલન કરી રહ્યા છીયે. મહર્ષિ યાજ્ઞવલ્કય કહે છે કે—

**ઋતાવતૌ સ્વદારેષુ સંગતિર્યા વિધાનતઃ ।**
**બ્રહ્મચર્યં તદેવોક્તં ગૃહસ્થાશ્રમવાસિનામ્ ॥**

"ઋતુ કાલમાં પોતાની ધર્મપત્નિ સાથે શાસ્ત્રની આજ્ઞાનુસાર કેવળ સંતાન ઉત્પત્તિ માટેજ સમાગમ કરનારા પુરુષો ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં બ્રહ્મચારી કહેવાય છે." યાદ રાખવું જોઇએ કે ગૃહસ્થીઓએ ઋતુ કાળમાંજ સમાગમ કરવો જોઇએ. મનુ મહારાજ કહે છે કે પ્રથમ ચાર દિવસો સહિત સોળ રાત્રિઓ સ્ત્રીઓનો સ્વાભાવિક ઋતુ કાલ કહેવાય છે. આ સોળ રાત્રીઓમાંથી પ્રથમની ચાર રાત્રીઓ તથા અગિયારમી અને તેરમી રાત્રી સિવા-

યની બાકી રહેલી દશ રાત્રીઓ ઋતુગમન માટે ઉત્તમ ગણાય છે.

એ દશ રાત્રીઓમાં પણ પડવો, ષષ્ઠી, અષ્ટમી, એકાદશી, દ્વાદશી, ચતુર્દશી અને પૂર્ણિમા, ગ્રહણ, રામનવમી, શિવરાત્રી, જન્માષ્ટમી, સંક્રાન્તિ, રવિવાર આદિ દિવસો આવતા હોય તો તે દિવસે સંભોગ કરવો નહિ. આ પ્રમાણે નિયમ પાળી મહિનામાં ફક્ત એક કે વધુમાં વધુ બે વખત પુત્ર પ્રાપ્તિ અર્થે સહવાસ કરે છે, તે ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં બ્રહ્મચારી ગણાય છે.

રજસ્વલાના દિવસોમાં કદાપિ સંસર્ગ કરવો નહિ, કારણ કે તેમ કરવાથી અનેક પ્રકારની વ્યાધિ થાય છે. આ સિવાય મંદિરમાં, રસ્તામાં, ઔષધલયમાં, ગુરુના ઘરમાં, દિવસમાં, સંધ્યા સમયે, અપવિત્ર અવસ્થામાં, દવા ખાધા પછી, બિલકુલ ભૂખ્યા, ખાધા પછી તરતજ, મિત્રવાગુરૂજનના બિછાના ઉપર, મળમૂત્રની હાજત થઇ હોય તે વખતે, ચિંતાતુર અવસ્થામાં, ક્રોધાવેશમાં, વ્યાયામ કરીને તુરત, ઉપવાસના દિવસે તથા બીજા કોઇના દેખતાં કદાપિ સ્ત્રી સહવાસ કરવો નહિ.

જે સ્ત્રી–પુરૂષો પોતાની ઇચ્છાથી મનને સંયમમાં રાખીને સર્વથા બ્રહ્મચર્ય પાળી શકે તો તેમણે અવશ્ય બ્રહ્મચર્યનું પાલન કરવું. વળી કેટલાંક જોડાંઓ નિયમથી વધારે સંતાન ઉત્પન્ન કર્યા કરે છે તેમણે મનને સંયમી બનાવી વધુમાં વધુ બે ત્રણ સંતાનથી ઉપર સંતાનોત્પત્તિ કરવી નહિ. હાલમાં આવી વધારે સંતાનોત્પત્તિ થતી અટકાવવા માટે દવાના ઉપચારોના અખતરા થાય છે. પરંતુ તેમ નહિ કરતાં શુદ્ધ બ્રહ્મચર્ય પાળીને જ વધુ સંતાનોત્પત્તિ અટકાવવી જોઇએ. અકુદરતી સાધનમાં તો વીર્ય નાશ થવાનોજ એટલે લાભ કંઈ થતો નથી. માટે અધિક સંતાન ઉત્પન્ન નહિ કરવા માટે સ્ત્રી–પુરૂષે સ્વેચ્છાથી બ્રહ્મચર્યના પાલનનો નિયમ કરવો જ ઉત્તમ છે.

બ્રહ્મચર્યનો મહિમા જગતથી છૂપો નથી. જગતમાં તેનાં અનેક દષ્ટાંતો પડેલાં છે.

ઇન્દ્રજીત જેવા મહા બળવાન રાક્ષસપુત્રને **લક્ષ્મણજીએ** હરાવ્યો અને માર્યો. આનું કારણ બ્રહ્મચર્યથી લક્ષ્મણજીએ એકઠી કરેલી અલૌકિક શક્તિ જ હતી.

અને **હનુમાનજી** ! એ તો જાણે બ્રહ્મચર્યની સાક્ષાત્ મૂર્તિ ! બ્રહ્મચર્યનો મહિમા બતાવવા જ જાણે જન્મ લીધો ના હોય? પર્વતને ઉખાડી આકાશમાં ઉડવાની વાતને ભલે આપણે અતિશયોક્તિભરી માનીએ પરંતુ હનુમાનજી બળ-પરાક્રમમાં અદ્યાપિ જગતમાં અજોડ રહ્યા છે. આ બધું શાને આભારી છે?

**અને બ્રહ્મચારિણી સીતાકુમારી** ! ભગવાન પરશુરામનું મહાન વજનદાર ધનુષ્ય લઇને કુમારી રમકડાની જેમ રમતાં જોઇ સર્વ સ્તબ્ધ જ થઇ ગયા હતા. વળી એજ બ્રહ્મચર્યવડે સંપાદન કરેલી દૈવી શક્તિને લઇને તો દુષ્ટ રાવણ પોતાના પંજામાં પડેલી સીતાદેવીને પોતાની દુષ્ટ વાસનાનો શિકાર બનાવી શકયો ન હતો ! અરે તેણીની ઉપર વારંવાર બળાત્કાર કરવાના પ્રયત્નો કરવામાં તેને નિષ્ફળ થવું પડયું હતું.

મહાભારતનો સમય વિચારો ? પ્રાતઃ સ્મરણિય **ભિષ્મપિતામહની** સામે કુરૂક્ષેત્રમાં શ્રી કૃષ્ણથી રક્ષાયલો અર્જુન પણ ઉભો રહેવા સમર્થ નહોતો ! પોતે એકલા ધનુષ્ય ટંકાર કરી ધરાને ધ્રુજાવી દુશ્મનોનાં કાળજાં ચીરી નાખતા બાલ બ્રહ્મચારી ભિષ્મપિતામહનો દાખલો શું બતાવે છે? **બ્રહ્મચર્યનો પ્રભાવ ખરેખર! અવર્ણનીય છે.**

છેક આધુનિક સમયમાં પડતા-આખડતા જમાનામાં પણ **મહર્ષિ દયાનંદજીએ** જગત આગળ બ્રહ્મચર્યનો અપૂર્વ મહિમા બતાવ્યો છે. **નૈષ્ટિક બ્રહ્મચારી** રહીને એ બ્રહ્મ-બાળકે જગતને ચકિત કરી દીધું છે. ભારતવર્ષમાં જે સમયે અજ્ઞાનતિમિર ફેલાયું

હતું, ધર્મના નામે અનેક અત્યાચારો ચાલતા હતા, જ્ઞાનનો છેક લોપ થવા આવ્યો હતો; તે સમયે વીર દયાનંદે એકલા હાથે સિંહ ગર્જના કરી એ અધર્મ સામે મોરચા માંડયા. તમામ કહેવાતા ધર્માચાર્યો તથા અંધ અનુયાયીઓએ બાલ બ્રહ્મચારીની સામે થયા. પરંતુ બ્રહ્મચર્યથી જેણે મૃત્યુને જીતી લીધું છે તે શું આવા અધર્મીઓના હુમલાથી ડરે ખરા કે? અનેક હુમલાઓનો સામનો કરી શુદ્ધ વૈદિક ધર્મનો પુનરૂદ્ધાર કરી બ્રહ્મચર્યનો પૂર્ણ આદર્શ જગત્ સમક્ષ મૂકીને તે સ્વર્ગે સિધાવ્યા.

## બ્રહ્મચર્ય રક્ષાના ઉપાય.

(૧) બાળ વિવાહનો સર્વથા ત્યાગ અર્થાત્ ૨૫ વર્ષની પહેલાં પુત્રનો અને ૧૬ વર્ષની પહેલાં પુત્રીનો વિવાહ કદાપિ કરવો નહિ.

(૨) વૃદ્ધવિવાહ કદાપિ કરવા નહિ.

(૩) બ્રહ્મચર્યાશ્રમોની સ્થાપના કરી તેમાં આઠ વર્ષથી બાળકોને રાખી ખૂબ કાળજી પૂર્વક ચારિત્ર્યવાન ગુરુની દેખરેખ નીચે ઉત્તમ શિક્ષાનો પ્રબંધ કરવો.

(૪) બ્રહ્મચર્ય અવસ્થામાં પુત્ર–પુત્રીને છટાદાર કપડાં, ઘરેણાં વગેરે મોજશોખનાં સાધનો પહેરાવવાં નહિ.

(૫) શ્રૃંગાર રસવાળાં કાવ્ય વા ઉપન્યાસ કે નાટક સીનેમાથી સર્વથા દૂર રહેવું.

(૬) શ્રૃંગાર–રસ પ્રધાન નાટક–સીનેમા કદાપિ જોવાં નહિ. કમમાં કમ બાળક–બાળિકાને તો બિલકુલ લઈ જવાં નહિ.

(૭) ઉત્તેજક પદાર્થોનું બહુ સેવન રાખવું નહિ. ભોજન સાદુ અને તાજુ ચાવી ચાવીને ખાવું. વળી દરરોજ નિયમિત ખાવાની ટેવ રાખવી. માદક–કેફી પદાર્થોનો તો સદંતર ત્યાગ કરવો.

(૮) ખુલ્લી હવામાં પ્રતિદીન પગે ચાલીને ફરવા જવું,

(૯) રાત્રે ૧૦ વાગ્યા પહેલાં સૂઈ જવું અને પ્રાતકાળ બ્રાહ્મ મુહુર્તમાં (ચાર વાગે) ઉઠવું. બાળકોને રાત્રે ૯ વાગતાં સૂવાડી દેવાં અને પ્રાતઃકાળમાં પાંચ વાગે ઉઠાડવાં.

(૧૦) સૂતી વખતે પેશાબ કરીને સુઇ જવું. નિંદ્રાધીન થતા પહેલાં પ્રભુ સ્મરણ કરીને ઉંઘવું. તેજ પ્રમાણે જાગતાં પણ પ્રભુ ચિંતન કરવું.

(૧૧) ખરાબ સોબત રાખવી નહિ. સ્ત્રી સંબંધી ચર્ચા કરવી નહિ. એજ પ્રમાણે સ્ત્રીઓએ પુરૂષ સંબંધી ચર્ચા કરવી નહિ.

(૧૨) એકાન્ત સેવન કરવું નહિ—તેમાંય સ્ત્રી સાથે એકાન્ત સહવાસ ઠીક નથી.

(૧૩) સ્ત્રી સામે દૃષ્ટિ ફેંકવી નહિ. યદિ પડી જાય તો માતૃભાવના રાખવી. એજ પ્રમાણે સ્ત્રીઓએ પુરુષો પ્રતિ પણ જોવું નહિ.

(૧૪) નિત્ય સત્સંગ કરવો અને સદ્ગ્રંથોનો અભ્યાસ કરવો.

(૧૫) કપડાં તથા ઘરેણાંથી આડંબર કરવો નહિં. બને તો સાદાં કપડાંથી ચલાવી લેવું.—વારંવાર દર્પણમાં મ્હોં જોવું નહિ તેમ પાન પણ ખાવાં નહિ.

(૧૬) મળ—મૂત્રની હાજતને કદાપિ રોકવી નહિ.

(૧૭) દરરોજ ઠંડા જળથી સ્નાન કરવું, અશક્ત, બિમારી કે વૃદ્ધાવસ્થામાંજ માત્ર ગરમ પાણીનો ઉપયોગ કરવો.

(૧૮) નિયમિત વ્યાયામ (કસરત) કરવી. મોટી ઉમર હોવાથી કસરત કરતાં શરમાવું નહિ.

(૧૯) બને તો લંગોટ રાખવાની ટેવ રાખવી.

(૨૦) પ્રતિદિન પરમાત્માનું એક ચિત્તથી ધ્યાન (સંધ્યા) ધરવું.

(૨૧) કોઇ વખત વ્યભિચારની વાતો કરવી નહિ તેમ સાંભળવી પણ નહિ.

(૨૨) દરરોજ સ્હવારમાં પ્રાણાયામ કરવા. ( ઓછામાં ઓછા ત્રણ પ્રાણાયામ તો કરવા. જોરથી શ્વાસ ખેંચવો, ખેંચેલા શ્વાસને અંદર રોકાય ત્યાંસુધી રોકી રાખવો, પછી એકદમ બહાર કાઢી નાખવો. આટલી ક્રિયાને એક પ્રાણાયામ કહે છે.)

(૨૩) પ્રાતઃકાળમાં આસન કરવાની ટેવ રાખવી. વીર્ય સ્તંભન માટે શિર્ષાસન જરૂર કરવું.

(૨૪) જગતમાં નિષ્કામભાવના સાથે પરોપકારી દૃષ્ટિ રાખી કાર્ય કરવાં પરંતુ નિરૂદ્યમી બેસી રહેવું નહિ.

(૨૫) મહિનામાં ઓછામાં ઓછા બે ઉપવાસ નિરાહારી કરવા.

(૨૬) પ્રાચીન તથા અર્વાચીન બ્રહ્મચારી મહાનુભાવો ( હનુમાન ભીષ્મજી, લક્ષ્મણજી, દયાનંદ વગેરે ) નાં જીવન ચરિત્રો વારંવાર વાંચવાં. ઈતિ ॐ શાન્તિઃ

# બ્રહ્મચર્યનું પાલન કરો.

સંસારનાં સામાન્ય સુખથી લઈને બ્રહ્મ–પ્રાપ્તિના પારલૌકિક સુખ સુધીની પ્રાપ્તિ બ્રહ્મચર્યના પાલનથી જ થઈ શકે છે. બ્રહ્મચર્યરૂપી અમોઘશસ્ત્ર વડે **મૃત્યુંજય ભિષ્મપિતામહે** કુરૂક્ષેત્રમાં અમરકીર્તિ મેળવી છે, બ્રહ્મચર્યના પાલનથી **મહર્ષિ સ્વામી દયાનંદજી સરસ્વતીજી મહારાજે** માનવ સમાજ સામે એકલા હાથે ઝઝુમ્યા અને વિજય પ્રાપ્ત કર્યો. અનેક ભૂલો કર્યા પછી જીંદગીના પાછલા ભાગમાં બ્રહ્મચર્યનો મહિમા જાણીને તેનું પાલન કરી **મહાત્મા ગાંધીજીએ** પણ આપણને આશ્ચર્ય મુગ્ધ કર્યા છે. આપણે શું આવા અમોઘ બ્રહ્મચર્યરૂપી બ્રહ્માસ્ત્રના મહિમાને જાણી તેનો લાભ પ્રાપ્ત કરવા પ્રયત્ન નહિ કરીયે ?

વાચક ! તું બાળક, યુવાન કે વૃદ્ધ હો, કુમાર હો કે ગૃહસ્થાશ્રમી હો ગમે તે અવસ્થામાં હો તો પણ બ્રહ્મચર્ય–પાલનને તારૂં મુખ્ય ધ્યેય બનાવ. તેમ કરવાથી જીંદગીમાં અનેક અશકય વાતોને તું શકય કરી શકશે. પરંતુ સાથે સાથે બ્રહ્મચર્ય પાલનના નિયમોને જાણીને તે પ્રમાણે વર્તવાનું બરાબર યાદ રાખજે. સાદા ગણાતા એવા ઘણાય નિયમો છે, કે જેના પાલનથી બ્રહ્મચર્ય સાધ્ય થઇ શકે છે.

આવો ! આપણે સર્વ મળીને બ્રહ્મચર્ય–વ્રતનું અનુષ્ઠાન કરીએ. આપણા હૃદયમંદિરમાં બ્રહ્મચર્ય દેવને પધરાવવા પૂર્વે શરીરની જ્ઞાનેન્દ્રિયોનું વર્તન પવિત્ર બનાવી હૃદયમંદિર પવિત્ર કરીએ. પછી બ્રહ્મચર્યની આરાધના કરી તેને પવિત્ર દેહ મંદિરમાં પધરાવી બ્રહ્મ–પ્રાપ્તિના લક્ષ્યને સાધવા પ્રયત્નશીલ થઇએ.

**ઓ૩મ્ શાન્તિ: શાન્તિ: શાન્તિ:**

# ઉત્તમ પુસ્તકો

નું વાંચન હંમેશાં કરો. કારણ કે તેથી આપણી અપૂર્ણતા દૂર થાય છે. સનાતન વૈદિક ધર્મમાં પ્રવેશ કરાવનાર ઉત્તમ અને સુંદર મનોહર ગુટકો—

## " વૈદિક ધર્મ પ્રવેશિકા "

**—અવશ્ય વાંચો—**

| | કીંમત. | ટપાલ ખર્ચ. |
|---|---|---|
| વૈદિક ધર્મ પ્રવેશિકા | ૦–૧૦–૦ | ૦–૨–૦ |
| બ્રહ્મચર્ય | ૦—૧–૦ | ૦–૦–૬ |
| સ્ત્રીધર્મ શિક્ષા | ૦—૨–૦ | ૦–૦–૬ |
| બૈરાંનું પંચ | ૦—૩–૦ | ૦–૧–૦ |

બૈરાંનું પંચ નામનું પુસ્તક સ્ત્રીઓને માટે અત્યંત બોધદાયક હોવાથી તેનો ખૂબ પ્રચાર કરી સ્ત્રીઓના વહેમને દૂર કરો.

ઉપરનાં પુસ્તકો મિત્રોને, બ્હેનોને, કુટુમ્બીજનોને, અને બાળકોને ભેટ આપી સ્વધર્મનો જરૂર પ્રચાર કરો. આ સિવાય બીજાં અનેક ઉપયોગી પુસ્તકો માટે સુચીપત્ર મંગાવો.

લખો—

મણિલાલ મોતીભાઈ
ઠે. મદનગોપાળની હવેલી પીપળાપોળ
અમદાવાદ.

પુસ્તકાધ્યક્ષ
શ્રદ્ધાનંદ પુસ્તકાલય,
આર્યકુમાર આશ્રમ
કારેલીબાગ–વડોદરા.